# Series 76 – Social and Religious ties severed / સામાજિક અને ધાર્મિક સંબંધોને કાપીનાખવામાં આવ્યા

સમગ્ર હિન્દુ તથા સમગ્ર પાટીદાર સમાજ જોગ ખુલાસો

08-Nov-2018

સતપંથ ધર્મના કારણે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં વારંવાર ઉભી થતી મુશ્કેલીઓથી જ્ઞાતિ જનોને મુક્ત કરવા વિશ્વભરના કડવા પાટીદારોની એક માત્ર માતૃ સંસ્થા એટલે "કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા" દ્વારા તા. ૦૮-ઓક્ટોબર-૨૦૧૭ના સ્પષ્ટ ચુકાદો આપવામાં આવેલ છે, જેના પ્રમાણે દરેક કડવા પાટીદારને કાયમ માટે સતપંથ ધર્મ છોડી દેવાનું છે. સંપૂર્ણ ચુકાદો તમે અહીં વાંચી શકો છો... http://www.realpatidar.com/a/series70

સતપંથ સમાજ દ્વારા ઊંઝાના ચુકાદાનું પાલન ન કરવાની સાથે ચુકાદાનું અપમાન કરવાના કારણે, કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ દ્વારા સતપંથ ધર્મ પાળતા જ્ઞાતિ જનો સાથે બધાજ ધાર્મિક અને સામાજિક સંબંધો કાયમ માટે કાપી નાખવામાં આવેલ છે.

આ અંગે તા. ૨૬-ઓગસ્ટ-૨૦૧૮ન એક સામાન્ય સભા બોલવામાં આવેલ હતી. તેમાં ઊંઝામાં થયેલ કાર્યવાહીની જાણકારી આપતું ભાષણ કરેલ છે. https://youtu.be/NyCro1LchmE અને તેના આધારે તા.૨૭-ઓગસ્ટ-૨૦૧૮ના સામાન્ય સભા બોલવામાં આવેલ હતી અને તેમાં ઠરાવો કરવામાં આવેલ હતા, જે અહીં જોડેલ છે.

તેવીજ રીતે તા. ૦૭-નવેમ્બર-૨૦૧૮ ના જાહેર સમાચાર પત્રોમાં એક મહત્વની જાહેરાત પણ આપવામાં આવેલ છે, જે અહીં જોડેલ છે.

લી.
રીયલ પાટીદાર

Full Download: https://archive.org/details/series76

SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ
(Trust Regd. No. A-828 Kutch Dt. 6-4-1965)
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
મુખ્ય કાર્યાલય : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ. પીન - ૩૭૦ ૬૧૫.
Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.
Phone : (02835) (O) 222149 Fax : 221049
E-mail : info@abkkpsamaj.org, abkkpsamajoffice49@gmail.com
Website : www.abkkpsamaj.org

**આપણી સર્વોચ્ચ સંસ્થા, કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાનો તા.૦૮/૧૦/૨૦૧૭ ના આદેશ અને ચુકાદાની સમીક્ષા તેમજ ચિંતન માટે આપણી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની માતૃ સંસ્થા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની તા.૨૬/૦૮/૨૦૧૮ના મળેલ વિશેષ સભામાં આપણી ત્રણેય મુખ્ય સંસ્થાઓ, (૧) શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા, (૨) શ્રી ઉમિયા માતાજી ઈશ્વર રામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટ, વાંઢાય, (૩) શ્રી અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ, દેશલપર (વાંઢાય)ના, તેમજ દેશભરના દરેક ઝોનો અને ઘટક સમાજોના પ્રતિનિધિઓની ઉપસ્થિતીમાં નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ છે.**

## ઠરાવો

**(૧) ઊંઝા ચુકાદાનું પાલન:**
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની દરેક ઝોન તથા ઘટક સમાજો, યુવાસંઘ, મહિલાસંઘ, પરિવાર સંસ્થાઓ અને સંસ્થાનો તેમજ અન્ય સંલગ્ન સંસ્થાઓ તથા સંસ્થાનોએ કડવા પાટીદાર કુળદેવી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના ચુકાદાનું અને આદેશનું સંપૂર્ણ રીતે પાલન કરવાનું રહેશે.

**(૨) સતપંથીઓ જોડે કાર્યક્રમોમાં ભાગ લેવા બાબતે:**
જ્ઞાતિમાં આવેલા ઉપાસનાનાં કોઇ પણ શ્રધ્ધા કેન્દ્રો, દેવ-દેવી કે પિતૃઓના મંદિરો, તેમજ તમામ ધાર્મિક સંસ્થાઓ અને સંસ્થાઓનાં ઉત્સવો, જિર્ણોધ્ધારો, પુન:પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવો, સામાજીક અને ધાર્મિક મેળાવડાઓ, પારાયણો, પરિવાર મિલનો તથા જ્ઞાનસત્રો વગેરેના આયોજનો અને કાર્યક્રમો સતપંથ એટલે કે ઈમામશાહ, પીરાણાપંથ કે નિષ્કલંકી નારાયણને માનતા લોકોની સાથે કરવાના રહેશે નહી. તેમાં સમાજના જ્ઞાતિજનોએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જોડાઇને સહકાર આપવાનો કે ભાગ લેવાનો રહેશે નહીં. તેવુ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.



SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ
(Trust Regd. No. A-828 Kutch Dt. 6-4-1965)
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
મુખ્ય કાર્યાલય : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ. પીન - ૩૭૦ ૬૧૫.
Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.
Phone : (02835) (O) 222149 Fax : 221049
E-mail : info@abkkpsamaj.org, abkkpsamajoffice49@gmail.com
Website : www.abkkpsamaj.org

**(૩) <u>પારિવારિક મિલનો તેમજ નીયાણીઓના કાર્યક્રમો બાબતે:</u>**
નિયાણીઓના પ્રસંગોના નામે કે પરિવારોના જુદા જુદા સ્નેહ મિલનો કે કાર્યક્રમના આયોજનોના નામે તેમજ માનવતાના નામે થતા સેવાકીય કાર્યો, તેમજ રાજકીય મુદ્દાની ઓથમાં કહેવાતી એકતા અને ધર્મ નિરપેક્ષતાના નામે જે આયોજનો થાય છે તેમાં સમાજની સનાતની વિચારધારાને નબળી પાડવાની સતપંથીઓની મુરાદ હોય છે, આથી આવા કોઇ પણ કાર્યક્રમમાં વ્યક્તિગત કે સામુહિક રીતે સહકાર આપવો નહી અને તેમાં ભાગ લેવો નહીં.

**(૪) <u>સતપંથીઓ જોડે વાટાઘાટો કે સમાધાનો બાબતે:</u>**
વિશ્વના સમસ્ત કડવા પાટીદારોની સર્વોચ્ચ સંસ્થા કડવા પાટીદાર કુળદેવી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાએ લગભગ ત્રણ વર્ષના તલ સ્પર્શી અભ્યાસ અને આધારભુત પુરાવાઓ અને બન્ને પક્ષો સાથે વિસ્તૃત ચર્ચાઓના અંતે સત્યનું સંશોધન કરી ચુકાદો આપેલ છે. તેથી હવે પછી આપણી ત્રણેય સંસ્થાઓએ અને તમામ સંલગ્ન સંસ્થાઓએ સતપંથ સાથે કોઇ પણ પ્રકારની વાટાઘાટો અને સમાધાનો કરવાના રહેશે નહીં. જે લોકો સંપુર્ણપણે ઇમામશાહ, સતપંથ, નિષ્કલંકી નારાયણ અને પીરાણા ધર્મને છોડીને આવે તેની સંપૂર્ણ ખાતરી થયા બાદ તેવા વ્યક્તિને અથવા કુટુંબને સ્વીકારવામાં આવશે.

**(૫) <u>કેન્દ્રિય સમાજની મંજૂરી બાબતે:</u>**
આપણા સ્પષ્ટ ઠરાવ પછી પણ સતપંથી દ્વારા ગામના, પરિવારના, સમાજના, મંદિરોના, નિયાણીઓના કે પરિવારોના સ્નેહમિલનો, જ્ઞાનયજ્ઞો જેવાં સામાજીક અથવા ધાર્મિક કાર્યક્રમો સંયુક્ત રીતે યોજવા માટે લોભામણી વાતો કરી સાથે રહેવાનો દંભ કરશે, તો તેમાં છેતરાવું નહી. હવે પછી સ્થાનિક કે ઘટક સમાજોને આ બાબતે કે સતપંથ સંદર્ભે કોઇપણ મુદ્દો કે પ્રશ્ન હોય તો આપણી કેન્દ્રીય સમાજને વિશ્વાસમાં લીધા વગર આગળ વધવું નહીં.



:: 2 ::

SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ
(Trust Regd. No. A-828 Kutch Dt. 6-4-1965)
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
મુખ્ય કાર્યાલય : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ. પીન - ૩૭૦ ૬૧૫.
Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.
Phone : (02835) (O) 222149 Fax : 221049
E-mail : info@abkkpsamaj.org, abkkpsamajoffice49@gmail.com
Website : www.abkkpsamaj.org

**(૬) <u>પીરાણા સતપંથના કાર્યક્રમોમાં હાજરી આપતા સાધુ, સંતો, બ્રાહ્મણો વિગેરે બાબતે:</u>**

જે સાધુ, સંતો, બ્રાહ્મણો વિગેરે સતપંથના કાર્યક્રમમાં હાજર રહેતા હોય કે સતપંથીઓનું સામાજીક, ધાર્મિક મનોબળ (મોરલ સપોર્ટ) વધારતા હોય, તેવા સાધુ, સંતો, બ્રાહ્મણો વિગેરેને સમાજના તેમજ વ્યક્તિગત કોઇ પણ કાર્યક્રમમાં બોલાવવા નહીં, એવી ભલામણ કરવામાં આવે છે.

**(૭) <u>સતપંથીઓ જોડે ધંધાકીય, વ્યવસાયિક ભાગીદારી બાબતે:</u>**

આ સમાજના જે જ્ઞાતિજનો અત્યાર સુધી સતપંથીઓ જોડે ધંધાકીય અથવા તો વ્યવસાયિક ભાગીદારીમાં જોડાયેલા છે, તેવા ભાઇઓએ પોતાની વિવેક બુધ્ધીથી આવા સંબંધો પૂર્ણ કરવાના તેમજ આવા નવા સંબંધો જોડવા નહીં, એવી ભલામણ કરવામાં આવે છે.

**(૮) <u>સંયુક્ત મિલકતો બાબતે:</u>**

સતપંથીઓ સાથે સંયુક્ત મિલ્કતો હોય, તો અનુકૂળતાએ સ્વતંત્ર કરી લેવા ભલામણ કરવામાં આવે છે.

**ઉપરોક્ત તમામ ઠરાવોને આજ તા.૨૭/૦૮/૨૦૧૮ની શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની સામાન્ય સભા સર્વાનુમતે મંજુર કરે છે અને આ ઠરાવો આજ તા.૨૭/૦૮/૨૦૧૮ થી લાગુ કરી દેવામાં આવે છે.**

**પ્રમુખ શ્રી**
**અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી**

**મહામંત્રીશ્રી**
**પુરષોત્તમભાઈ રવજીભાઈ ભગત**

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**

:: 3 ::

ઘાસડેપો ખોલવામાં આવ્યા છે ત
મુજબ મેઘપર ખાતે મંજૂર થયેલા

શરૂ થતું નવલું વરસ એવમ્, ઝગમગતા દીવડાનો તહેવાર દીપાવલીના

**કચ્છ મિત્ર, ભુજ આવૃત્તિ, તા. ૦૭-નવેમ્બર-૨૦૧૮, પેજ ૧૫**

# સમગ્ર હિન્દુ તથા સમગ્ર પાટીદાર સમાજ જોગ ખુલાસો

અમદાવાદ નજીક દશક્રોઇ તાલુકાના પીરાણા ગામે સતપંથ ધર્મનું મૂળ સ્થાન છે. જેના સ્થાપક મુસલમાન સૈયદ ઇમામશાહ બાવા (કબીરૂદ્દીન સૈયદનો પુત્ર) અને નિષ્કલંકીને કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનો ખૂબ જ નાનો સમુદાય હજુ પૂજે છે. જેના કારણે અન્ય જ્ઞાતિઓ કચ્છ કડવા પાટીદારોને શંકાની નજરે જુએ છે, જેથી સનાતન હિંદુ ધર્મ પાળતા મોટા સમુદાયનું ગૌરવ અને લાગણી દુભાય છે.

આ અંગે કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા દ્વારા નિમાયેલ પંચે ત્રણ વર્ષ બન્ને પક્ષોને સાંભળ્યા, બધા આધાર-પુરાવાઓના તલસ્પર્શી અભ્યાસ બાદ તા. ૦૮-૧૦-૧૭ના ચુકાદામાં ઇમામશાહ (ઇસ્લામ ધર્મ) મુસ્લિમ સાથે જોડાયેલ છે. નિષ્કલંકી નારાયણ હિંદુ ધર્મ માન્યતા વિરુદ્ધ છે, માટે સતપંથને છોડી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના હિંદુ ધર્મ પાળતા મોટા સમુદાયમાં ભળી જવું, એવો નિર્ણય આપેલ છે.

દશક્રોઇ તાલુકા પીરાણા ધી ઇમામશાહ બાવા રોઝા સંસ્થાન કમિટી ટ્રસ્ટના ચેરમેન નાનજી કાકાએ ઉમિયા માતાજી-ઊંઝાનો ચુકાદો વખોડતાં જાહેર જનતા જોગ ખુલાસામાં તા. ૨૧-૯-૨૦૧૮ના વિવિધ સમાચારપત્રોમાં જણાવ્યું કે લવાદનો નિર્ણય સતપંથના અનુયાયીઓને સ્વીકાર્ય નથી અને પોતાની સંસ્થા મુસ્લિમ પરંપરાની નથી.

જેથી, તે ઇમામશાહ બાવા રોઝા સંસ્થાન કમિટી ટ્રસ્ટના ત્રણ મુસ્લિમ સૈયદ ટ્રસ્ટીઓએ દિવ્ય ભાસ્કર સમાચારપત્રમાં તા. ૨૮-૦૯-૨૦૧૮ના નાનજી કાકાનો ખુલાસો તદ્દન ખોટો, ગેરમાર્ગે દોરનારો જણાવેલ છે. તે ઇમામશાહ બાવા ટ્રસ્ટમાં મુસ્લિમ રીત-રિવાજોની પરંપરાના હઝરત સૈયદ ઇમામશાહ દરગાહ શરીફની નિયમિત જાળવણી, રાત-દિન ચાલુ ચિરાગ, સંદલ, નિયાઝ, ફાતેહા, ઉર્સ જેવી ધાર્મિક ક્રિયાઓ, ઇમામશાહના વંશજ સૈયદોને હક્કો આપવા જેવા ઉદ્દેશ્યો ચેરિટી કમિશનરના **PTR**માં નોંધાયેલ છે, તેવું પણ જાહેર કરેલ.

આમ, વિશ્વભરના કડવા પાટીદારોની માતૃ સંસ્થાનો કચ્છના સતપંથીઓએ અનાદર કરેલ છે, જેથી સતપંથ પાળતાં કુટુંબોથી અમો ધાર્મિક અને સામાજિક સંબંધો જાળવવા અસમર્થ છીએ. તેઓ જ્યારે ચુકાદાના તમામ મુદ્દાઓ અનુસાર ઇમામશાહ, સતપંથ અને નિષ્કલંકી નારાયણ વિગેરેને કાયમ માટે છોડીને આવશે ત્યારે અમો આવકારશું. આમ, સતપંથ ધર્મને કાયમ માટે છોડી દેનાર લોકોને હિંદુ સનાતન સમાજમાં સ્વીકારવાની પ્રક્રિયા વર્ષોથી ચાલુ જ છે.

**હિન્દુ સનાતન ધર્મની સમગ્ર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની મુખ્ય સંસ્થાઓ**

- **શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**
- **શ્રી ઉમિયા માતાજી ઇશ્વરરામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટ**
- **શ્રી અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ**
- **શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સત્સંગ સમાજ**
- **શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘ**
- **શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સંઘ**




Divya Bhaskar, Ahmedabad Edition

Date 28-Sep-2018, Page 13

## ૨૦/૯/૨૦૧૮ ના ધી ઇમામશાહ બાવા રોજા સંસ્થા કમિટીના ડીફેક્ટો નાનજીકાકા ગુરૂકરશન કાકા દ્વારા આપવામાં આવેલ જાહેરાતનો ખુલાસો

તા.૨૦/૯/૨૦૧૮ ના રોજ ધી ઈમામશાહ બાવા રોજા સંસ્થા કમિટીના ડીફેક્ટો નાનજીકાકા ગુરૂકરશન કાકા દ્વારા જે ખુલાસો જાહેર કરેલ છે તે તદ્દન ખોટો અને ગેરમાર્ગે દોરનારો છે. આવી જાહેરાત આપતા અગાઉ સંસ્થાના ટ્રસ્ટીઓ સાથે ચર્ચા વિચારણા કે વિશ્વાસમાં લીધા વગર ખોટી હકીકતો જાહેર કરેલ છે. ખરેખર ધી ઈમામશાહ બાવા રોજા સંસ્થા નાયબ ચેરીટી કમિશનર ની કચેરીમાં ઈ-૭૩૮ થી નોંધાયેલ છે સદર સંસ્થાના સરકારી અને સર્ટિફાઈડ રેકોર્ડ મુજબ સંસ્થાના ઉદ્દેશો નીચે મુજબ છે.

૧. હઝરત પીર ઈમામશાહ બાવાની દરગાહ શરીફ પર નિયમિત રીતે રાત-દિવસ ચાલુ ચિરાગ, સંદલ, ઉર્ષ, નિયાઝ, ફાતેહા વગેરે ધાર્મિક ક્રિયાઓ કરવા.
૨. દરગાહની જાળવણી કરવા.
૩. હઝરત પીર ઈમામશાહ બાવાના વંશજ સૈયદોને સ્કીમ સાથેના એપેડીક્ષ પ્રમાણેના હક્કો આપવા વગેરે એવા અન્ય ઉદેશો પણ છે.

તેઓના જાહેર જનતા જોગ ખુલાસાના પહેલા ફકરામાં જણાવ્યા પ્રમાણે સંસ્થા મુસ્લિમ પરંપરાની નથી તે હકીકત તદન ખોટી અને જનતાને ગેરમાર્ગે દોરનારી છે. ખરેખર સદરહુ સંસ્થાના PTR ના ઉદેશોને જોતા પણ સાબિત થાય છે કે સદર સંસ્થા એ મુસ્લિમ રીત-રિવાજો અને પરંપરાના સાથે સંબંધ ધરાવે છે.

તેઓના જાહેર ખુલાસાના ત્રીજા ફકરામાં જણાવ્યા મુજબ આ સંસ્થાનો વહીવટ ૬૦૦ વર્ષથી કચ્છ કડવા પાટીદારો ચલાવી રહ્યા છે એ હકીકત પણ તદન ખોટી છે. ખરેખર ધી ઈમામશાહ બાવા રોજા સંસ્થાના વહીવટ માટે નામ. કોર્ટ દ્વારા દી.મુ. નં. ૧૬૮/૧૯૩૧ ના કામે સ્કીમ બનાવેલ છે અને તે મુજબ ૩ સૈયદ ટ્રસ્ટી અને ૭ સતપંથી ટ્રસ્ટી દ્વારા કમિટી બનાવી ધી ઈમામશાહ બાવા રોજા સંસ્થાનો વહીવટ કરવામાં આવે છે. આમ ઉપરોક્ત જણાવ્યા મુજબની ખરી સાચી હકીકતો રેકર્ડ ઉપર હોવા છતાં આવી જાહેર જનતા જોગ ખુલાસા ખોટી રીતે આપવા પાછળ તેઓનો શુદ્ધબુદ્ધીપૂર્વકનો ઈરાદો જણાતો નથી તેથી જાહેર જનતાને આ ખરી સાચી માહિતી મળી રહે તેવા શુભ આશયથી આ જવાબ અને ખુલાસો અમોએ જાહેર કરેલ છે.

**ધી ઇમામશાહબાવા રોજા સંસ્થા ટ્રસ્ટી, પીરાણા, તા. દસક્રોઇ, જી. અમદાવાદ**
**સૈયદ ઝૈનુલ આબેદીન રીયાઝહુસૈન (પીરાણા વિભાગ ટ્રસ્ટી)**
**સૈયદ નદીમએહમદ સફીમિયા (પેટલાદ), સૈયદ આસિફ રફીમોહંમદ (કાનમ)**

ક્રમ | ફીડરનું નામ | તારીખ | એસ.એસ.નું નામ

Kutch Mitra, Bhuj Edition

Date 23-Sep-2018, Page 5

# જાહેર જનતા જોગ ખુલાસો

અમદાવાદ જિલ્લાના દશક્રોઈ તાલુકાના પીરાણા ગામે ધી ઈમામશાહ બાવા સંસ્થા આવેલી છે. આ સંસ્થા સતપંથ વૈદિક પરંપરામાં માને છે. અઢારે વર્ણમાં તેના અનુયાયીઓ છે. અને સર્વધર્મના લોકો પોતાની મનોકામના પૂર્ણ કરવા માટે માથુ ટેકવે છે અને અહી સંસ્થાનું નામ જોતા લોકો એવું સમજે છે કે આ સંસ્થા મુસ્લિમ પરંપરાની હશે, પરંતુ આવું નથી.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના કેટલાક પરિબળોએ ધી ઈમામશાહ બાવા સંસ્થા સાથે જોડાયેલા કચ્છ કડવા પાટીદાર સતપંથ સમુદાયને કલંકિત કરવા માટે શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાની સમાધાન કમિટી દ્વારા જે નિર્ણય તા. ૦૮-૧૦-૨૦૧૭ ના રોજ લેવાયો છે તેને અમારી સંસ્થા સખ્ત શબ્દોમાં વખોડી કાઢે છે.

સર્વધર્મ સમભાવ માં માનનારી આ સંસ્થાના દર્શનાર્થે લાખો શ્રધ્ધાળુ આવે છે. આ સંસ્થામાં કોઈ નાતજાતના ભેદભાવ રાખતી નથી. અમારી આ સંસ્થાનો વહીવટ આશરે ૬૦૦ વર્ષ પૂર્વેથી કચ્છના કડવા પાટીદારો આજે પણ ચલાવી રહ્યા છે. જે સંપૂર્ણ રીતે સમગ્ર માનવજાતના કલ્યાણ અર્થે કાર્ય કરી રહ્યા છે. જેવાકે ગુરૂકુળ, ગૌ-શાળા, હોસ્પિટલ, અન્નક્ષેત્ર, બાળ સંસ્કાર શિબિરો વગેરે. કોઈ ધર્મના વાડાઓ અહિંયા નથી માટે ઊંઝાનો આ લવાદ નિર્ણયને અનુયાયીઓ સ્વીકારતા નથી જે જાહેર જનતા જોગ જાહેરાત કરવામાં આવે છે.



॥ सनातन सत्पंथ ॥

તા. ૨૦-૯-૨૦૧૮

ધી ઈમામશાહ બાબા સંસ્થા કમિટી,
પીરાણા, તા. દશક્રોઈ, જી. અમદાવાદ